# નેરંગ ઊપર વાએઆજ.

બનાવનાર

દસતુર જામાસપજી મીનોચેહેરજી
જામાસપઆસાના

રોજ ૨ તીર માહ ૧ લો સને ૧૨૪૮ યજદજરદી
તારીખ ૨૧ મી સપતેમબર સને ૧૮૭૮ ઇસવી
ને દીને મરહુમ શેઠ દાદીભાઈ નોશરૂ
વાંનજીની દરેમેહેરમાં કીધેલી.

મુંબઈ
મનલ પ્રીંતીંગ પ્રેસ.

સને ૧૨૪૮ યજદજરદી—સને ૧૮૭૯ ઇસવી

કીંમત આના તરણ.

# નેરંગ ઊપર વાએઆજ.

બનાવનાર

દસતુર જામાસપજી મીનોચેહેરજી

જામાસપઆસાના

રોજ ૨ જો માહ ૧ લો સને ૧૨૪૮ યજદજરદી

તારીખ ૨૧ મી સપતેમબર સને ૧૮૭૮ ઈસવી

ને દીને મરહુમ શેઠ દાદીભાઈ નોશરવાંનજીની દરેમેહેરમાં કીધેલી.

મુંબઈ

ઇગલ પ્રીંતીંગ પ્રેસ.

સને ૧૨૪૮ યજદજરદી—સને ૧૮૭૯ ઈસવી.

કીંમત આના તરણ.

# પાક પરવરદેગાર સાહેબની મદદ હોજો.

મજદયસ્નનાંન ગરહસ્થો !

હમણાં તમો નજદીક એક અગત્યની બાબત ઊપર હું વાઆજ કરૂં છું, તે એ છે કે, આપણાં લોકો હોશેન ગાહાનાં વખત ઊપર બાબથી બેદાર થયા પછી, "નેરંગ" યાને ગોસ્પંદનું મુતર, જે કદીમ જમાંનાંથી તે આજ સુધી લેતા આવ્યાછે, તે લેવું જોયે કે નહિં ? એ વિશેની વાઆજ કરવી ઘણી જરૂરની છે કારણ કે એ બાબત જરથુશતી દીનની મૂલ કાએદાઓ સાથ અતરંગનો સંબંધ ધરાવે છે અને જરથોસ્તી ધર્મ ઊપરનાં ઇમાનનો પાયો છે. એટલું છતાં કેટલીક મુદત થાઈ કેટલાક જરથુશતી ભાઈઓ એ બારીક અને ગુણગારી બાબત—પોતાના નેયાંગાનોથી ઉતરતું આવેલું જે અસલી ફરમાંન તે ફેરવતા જાયછે, માટે આ વાઆજ કરવાની ઘણી અગત્ય છે.

"નેરંગ" એ શું ચીજ છે ? તે આપણને લેવાનું કારણ શું ? તેનો આપણી દીનસાથ કેવો સંબંધ છે ? તે લેવાનાં ફરમાંનો કેહેવાંછે ? તે લીધાથી શું શું ફાયદા થાય છે ? અને તે લેવાનો રેવાજ કયારથી ચાલુ થયો છે ? એ વીગેરે, આ નોંધલી વાઆજ મધે બોલાસેવાર સહમજાવવાને કોશેશ કરવામાં આવેલી તમો ભાઇઓનાં જોવામ આવશે.

આ વાઆજની મતલબ સારી રીતે સમજ મધે ઉતરે

એવા હેતુથી એની શરૂઆત ધર્મ સાથનાં કીરીઆનાં સંબંધ ઉપરથી કરવામાં આવે છે અને તે આ પ્રમાણે છેઃ—

દુન્યાં મધે મણુષ્ય જાતનાં પોતાનાં ભલાં માટે જો કોઈબી બાબત અગત્ય ધરાવનારી હોય તો તે "ધર્મ" છે ધર્મ માણુષ્યને આ દુન્યાંમધે નીતીવાન રાખેછે તથા મીનોઈ જેહાંનમધે તેને બેહેશતમાં પોહોંચાડવાને બોંમ્યો થાય છે. ધર્મ જો કે આ દુન્યાં મધે આપણે પાલ્યે છીએ, તોપણ તેનો ખરો સંબંધ મીનોઈ આલમ સાથ તાલુકો ધરાવનારો છે. આ દુન્યાંનાં સરવે કાંમો કરતાં ધર્મનું કાંમ તદન ન્યારૂંછે. તે પોતાની જાતમાં એકલો તથા મોટાઈ મધે કોઈબી બીજી પેદાએશથી ચઢતો દરજજો ભોગવનારો છે. ધર્મ એવો બોલંદ છે, માટે દરેક મણુષ્યને ધર્મનાં ફરમાંન પ્રમાણે ચાલવાની તથા તેની કીરીઆઓ પાલવાની પેહેલી ફરજ છે.

ધર્મની સાથે કીરીઆઓ હમેશાં મલેલી રહે છે, એ વાત સર્વે કોઈને જાણીતી છે; જયારે ધર્મ સર્વે પાંતીએ બોલંદ છે, ત્યારે કીરીઆઓ, જે હમેશાં ધર્મ સાથ સંબંધ રાખે છે, તે પણ બોલંદ હોવી જોયે; અને તેમ છે, માટેજ તેને પુરતી સાવચેતી સાથ અદા કરવામાં આવે છે. ધર્મ સાથ જેવો સંબંધ નિતી રાખે છે, તેવોજ સંબંધ કીરીઆ પણ ધરાવે છે. તેમજ કીરીઆ સાથેબી નીતી, શીલસુફી અને બીજાનાં તત્વો કેટલીક રીતે જોડાયલાંછે. ધર્મનાં ઘણાં કાંમો ઘણુ કરીને કીરીઆ સાથ મલેલાં છે, એટલુજ નહી, પણ ધર્મનાં મૂલો પણ કીરીઆ સાથ જોડાયલાં હોય છે. ચોકશ ચીજોને ચોકશ ભણતર સાથ ચોકશ રીતે વાપરવી, એ ધોરણ મુખ્ય કરીને કીરીઆઓનુ છે. જેમ રોશન ચેરાગ

બાલવા માટે તેલ તથા બીજી વસ્તુઓનો ઉપયોગ કરવામાં આવે છે, તેમ ધર્મ રાખવા માટે કીરીઆઓનાં ઉપયોગની જરૂર છે. ધર્મની મૂલ મતલબ જેવી કે નિતી, બંદગી તથા પવિત્રાઈ, વગેરે જયાં ધર્મની સાથ જલવાયલી રખાયલી જોવામાં આવે છે, એવી સમજમાં ઊતરી શકે તેવી બાબદોમાં વતીક કીરીઆઓ જોડાયલી રહેછે, એવી રીતે કીરીઆઓને ધર્મની સાથે જોડી નાખવાની મતલબ એ હોય છે કે, તેથી માણસોની ઊપર પુરતી અસર થાય છે. માણસની ઊપર જેટલી અસર કુદરતના પરીણાંમને કોઈબી અસર થાતી કીરીઆઓમાં મુકી દેખાડવાથી થાય.છે, તેવી અસર ગરંથોના ગરંથો પાઠ કરાવીઆથી થતી નથી. એક ગુલ થતા ચેરાગની તથા કુમલાઈ જતાં ફુલની કીરીઆથી માણસના નાપાએદારપણા વીશે જેવી તેના દીલમાં અસર થાએ છે, તેવી અસર શુખોધનાં વચનથી થાઈ શકતી નથી.

એ ઊપરથી માલુમ પડેછે કે કીરીઆ ધર્મની સાથ જરૂરની છે, અને ધર્મની બરકરારી આ દુન્યાં મધે મજબુત તથા ચાલુ રેહેવા માટે કીરીઆની અગતય પેહેલી છે. જુઓ ભાઈઓ! બંદગી કીરીઆ સાથ કરવી જોયે, તે વિશે આ નિચલો પેહેલવી ફકરો આપણને શું બોધ આપે છે:—

પેહેલવી.

**નીઆએશને કરદન જક મેન ગાસાન વ લોઅમન નેરંગ કરદન શાએદ.**

અરથ.

બંદગી કરવી તે અવસ્તા ભાષાથી અને કીરીઆ તરવીબ સાથે કરવી ઘટે છે.

આ દાખલા ઊપરથી જણાય છે કે, ધર્મ મધે ફીરીઆ ઘણો મ્હોટો વગ ધરાવે છે. એટલે સુધી સાધારણ રીતે ફીરીઆ માટે ટુકાંમાં જણાવ્યું. હવે, હમો ખાશ ફીરીઆ ઉપર આવ્યે છીએ કે, જે "નેરંગ" છે અને જે આ વાઆજની મૂલ બાબત છે.

"નેરંગ" ની બાબદ લખવા આગમજ, "નેરંગ" એટલે શું? અથવા "નેરંગ" પોતે શું ચીજછે, તે જાણવું જોયે છે. ફકત એ "નેરંગ" બોલનોજ જો અરથ કરવા માંગ્યે તો, તેનો મુખ્ય અરથ 'ફીરીઆ' અથવા 'મંત્ર' એવો થાયછેઃ— જેમકે "નેરંગ કુસ્તી બાંધવાની," "નેરંગ આબેજર લેવાની," "નેરંગબાજી પરેહેજવાની," વગેરે. પણ હાલે આપણાંમાં એ "નેરંગ" બોલ સાધારણ રીતે જે કારણ માટે વપડાએ છે, તેનો અરથ "તરો" અથવા "ગાવ ગોસ્પંદાની પીશાબ" એવો થાયછે. હવે જો એ "નેરંગ" બોલનો મુખ્ય અરથ 'ફીરીઆ' છે, તો સવાલ ઉઠેછે કે 'ગોમુત' યાને "તરા" નો અસલ બોલ કયો? એનાં જવાબમાં હમો જણાવ્યે છીએ, કે તરાને આપણી પવિત્ર અવસ્તા જબાનમાં 'ગોમેજેમ' કરી કહેછે, અને એનો અરથ "ગાવનું મુતર" કરી થાય છે. એ ગાવનાં મુતરને માટે પેહેલવીમાં 'ગોમેજ' અથવા 'મીઆએજ' બોલો વપડાયલા છે. અને પાજંદ, ફારસી મધે એને "આબેજર" કહે છે, જેનો બોલે બોલનો અરથ "સુનાનું પાંણી" અથવા "સુનાની સેફત ધરાવનારૂં પાંણી" યા "પીલું પાંણી" એવો થાય છે. એ ઊપરથી એવું અનુમાન થાય છે, કે નેરંગને આગલા વખતમાં એટલીતો ઊત્તમ ચીજ સમજતા હતા કે, તેને માન તરીકે 'આબેજર' યાને સુનાનું પાંણી કરીને કેહેતા હતા. અતરે ખુલાશો

કરવાની અગતછે, કે 'તરાને' નેરંગને નામે ઓળખવામાં આવેછે, માટે અમોએ પણ નેરંગ બોલજ વાપરીએછે.

નેરંગ લેવો, તથા તેની ક્રીઆ કરવી, એ આપણાં જરથુશતી ધર્મને લગતી બાબદ છે. જરથુશતી ધર્મમાં ઘણાં કારણો મધે નેરંગનો ઉપયોગ જુદી જુદી રીતે થાય છે તેને બદન ઊપર ચોક્શ વખતે ચોપડવામાં આવે છે, એટલુંજ નહી પણ કેટલીક ક્રીઆઓ મધે તેને પીવાનાં કાંમમાં પણ વાપડે છે. સાધારણ રીતે જોતાં એ ક્રીઆ પારકા ધર્મવાલાઓને તેમજ કેટલાક જરથુશતીઓને ઘણી કઢંગી તથા અજાએબ જેવી લાગતી હોય, એવું માલમ પડે છે. પણ બારીકીથી તપાસ કરતાં એ કઢંગાપણુ અને અજાયબી દુર થાય છે. નેરંગને આપણી દીનની મુલ ક્રીઆમાં પેહેલો સંબંધછે, અને ખરેખર એમ છે, ત્યારે સ્વભાવીક રીતે આપણાં દીલમાં તેનાં કારણ જાણવાની ઇચ્છા થાય છે. એ ઇચ્છા બર લાવવા, તથા નેરંગ માટે જેનાં દીલમાં વસવસા હોય તે દુર કરવા માટે જરૂરનું એ છે, કે નેરંગના બાબત ઊપર ધર્મ પુસ્તકોની શાહાદતો સાથે સારી રીતે ખોલાસો થાય એ વિચારથી અમોએ એ બાબત હાથ ધરી છે, અને તેને અમારી નકિશ શકતી તથા સહમજ પ્રમાણે સહમજાવાની કોશેશ કરીએ છીએ.

નેરંગ લેવાની મતલબ વગેરે જણાવવાની અગાઉ તે કેવી કેવી રીતે લેવો તે જણાવ્યે છીએઃ—

આપણ લોકો હમેશાં બામદાદમાં ખાબથી બેદાર થયા પછી હાથ મોહ ધોવા વિનાં કુસ્તી કરી નેરંગ લાએ છીએ, એ સર્વેને રોશનછે, પણ તે કેવા તરતીબથી લેવો જોયે તે આપણાં

લોકોમાં ઘણાંકો સહમજતા નહીં હશે, તેથી હું અત્રે ખોલાસો કરૂં છું. આપણે નેરંગ લેતી દાન દાબાહાથનાં ખોભલા મધે તાજો નેરંગ નાંમી તે ઉપર નેરંગ (બંદગી) આમેજર લેવાની પઢયા પછી યાને "શેકસ્તે શેતાંન" ત્રણ વખત પઢયા પછી "શરોશ બાજ" પઢતાં જયાં પાંચ "અહુનવર" યાને "યથા" પઢવામાં આવે છે, ત્યાં પેહેલો "અહુનવર" પઢતાં પ્રથમ મોહોડાં, કાન અને ગરદન ઉપર—બીજો "અહુનવર" પઢતાં જમણાં હાથ ઊપર—ત્રીજો "અહુનવર" પઢતાં દાહાબા હાથ ઊપર—ચોથો "અહુનવર" પઢતાં જમણાં પગ ઊપર—અને પાંચમો "અહુનવર" પઢતાં દાહાબા પગ ઊપર તે નેરંગ મસલવો; અને "શરોશ બાજ" પુરી કરીને પછી કોઇબી કપડાનાં પેવંદથી પાંણી લઇને તે પાંણીએ કરી હાથ ખુબ રીતે સાફ કરી, પછી પાંણી તથા આતશ, તથા બીજી પવિત્ર વસ્તુઓને હાથ લગાડવો જોયે. આ ક્રીઆ કંઈ રેવાજથી ઊભી થયલી નથી, પણ તે ધર્મનું ફરમાંન છે, તે ફરમાંન કેવા રીતનું છે, તે તમો ભાઇઆને નિચલા પવિત્ર ધર્મપુસ્તકના દાખલાઓથી જણાશે.

વંદીદાદની ત્રીજી પરગરદ મધે લખે છે કે :—

અવસ્તા.

**ચો વીસદ ઐત્યાંમ જોથરાંમ આતરેમ આફ્રખરોઇદ યથ નરેમ દુશાચ જરેતેમ.**

અરથ.

જે કોઈ વસીદે હાથ પાંણીની નજદીક લેઇ ગયો તે "અહીર નસા" ને આતશ નજદીક લેઈ ગયો.

## ઉપલા અવસ્તાની પેહેલવી.

આગ મવન યદમન શવી વર મીઆ દદરૂનદ અએ-દુન જાનુનેદ ચીગુન અમતશ એહર વર આથશ દદરૂનદ ઓમની. આગ મવન એહર વર મીઆ વ આથશ દદરૂનદ અએદુન જાનુનેદ ચીગુન અમત નસા વર ગબ્ના અહેલુબ બારદીહા અમત રીમન અએદુન વાદુનંદ જકશ પવન ગોમેજ વ મીઆ આવાએદશ્તાસ્તન અશ ખુર વર બુન જાનુનેદ.

### અરથ.

જે કોઇ રાતને લગતો યાને વસીડો હાથ પાંણીમાં લઇ જાય યાને પાંણીમાં બોડે તે સખ્શ એવો હોય, કે તે હેર નસો આતશમાં લેઈ ગયો હોય તેહેવો. જે કોઈ કે અહીર નસો પાંણી તથા આતશમાં લેઇ ગયો તે એવી રીતનો (ગુનેહ-ગાર) થડે છે, કે જેમ નસાને અષો મરદ ઊપર લેઈ જવાથી તે મરદ રીમન થાય છે તેમ. માટે "નેરંગ" અને પાંણીથી હાથ ધોવા જોયે છે, નહીંતો તેને "બોર" ગુનાહ લાગુ પડે છે.

વીસ્તાસ્પ નુસ્કની ચોથી પરગરદમાં લખે છે કે :—

### અવસ્તા.

આઅદ અહમાય હએ દડાદ બવદ યો હખ્ડરએ હનઇરએ આપો નોઇદ મૈસ્મન ગેઉશ જસ્ત આઅદ તુમ પુથરો બેરેથ્યોદ બ્વદ યો અસ્તિ સ્નૌડો-મનાઓ યો નો-ઇદ અથ સ્નૌડો-વચાઓ યો નોઇદ અથ સ્નૌડો-શ્યોથ્નાઓ.

ઉપલા અવસ્તાની પેહેલવી.

અએદુનચ વરમનશાન અદશાંન રા જક દાબુનશને જાનુનાદ અમતશ જવીદ દોસતાન જાનુનેદ આગ દુશમીનાને ગોમન દીન જાનુનેદ મદમ દીન લા ગરોએદ વરમનશાનચરા મદમ દીન અસતોબાન બના વાદુનંદ આસુન મવન રક વ બેનમને રક વ બેરાદ રક આગ દીન બોરદારાન કના મવન જાનુનેદ યદમને શવીનરા દકીઆ વાદુનદ વદ ફરદુમ મેન મીઆ લા અરરૂનેદ ફરદુમ મેન ગોમેજે તુના યદમન અરરૂનેદ આહેર મેન મીઆ શોસ્તન અમતશ અએદુન મદમ પવન ગનાકમીનો સનેહે મીનશાની આગ પવન મીનશને મદમ ગનાકમીનો સનેહ દાસ્નેદ મેન નેરંગે દીની મવન લા અએદુન નેરંગ દાસ્નેદ જક સનેહે લા મીનેદ અમતશ મદમ ગનાકમીનો સનેહ ગોબશને અએત આગ મેન ગોબશાની સનેહ મદમ ગનાકમીનો દાસુનેદ અમતશ લા અએદુન દાસુનેદ જક સનેહ લા પવન ગોબશને દાસુનેદ અમતશ અએત મદમ ગનાકમીનો દામ સનેહ પવન કુનશને આગશ મેન બુશાસપ મદમ ખોજેદ પરતુમ યદમન મેન ગોમેજે તુના અરરૂનેદ આહેર કેમનામજદા બના જમનુનેદ આહેર મેન મીઆ યદમન અરરૂનેદ વદ શાએદ.

અરથ.

એવી રીતે તે લોકોને માટે તે આપનાર થાજો કે જે જુદી દોરસીનાં હોય યાને આએ દીન ઉપર ઈમાન નહીં લાવનાર દુશમનો હોય, તેઓને પણ દીન ઉપર બેશક કરવા. જે

વારે કે તું ગુશતાસ્પ અને તારા બેટા અને તારા ભાઈઓ યાને આ દીનને કબુલ કરનારા હરેક કોઈ હોય, તેઓ વસીદા હાથને પાક કરે તો, પહેલાં ગાવનાં નેરંગથી હાથ ધોઈ, અને પછી પાંણીથી ધોવા, કે તેથી ગનામીનો ઊપર અંદેશાનું હથીઆર થાય છે, યાને, દીનની રાહે સારી મનસનીથી નેરંગ લીધાથી ગનામીનો ઊપર હથીઆર થાય છે. જે કોઇ કે એ મીસાલે નેરંગ લેવો નહીં કરે તે હથીઆર નહીં વિચારે. જે કોઈ કે, નેરંગ લેવો કરે તે (તેની નેરંગ) પઢવાથી ગનામીનો ઉપર હથીઆર થાય છે; જે કોઇ કે નેરંગ નહી લે, તે પઢવાનું હથીઆરૂ નહી રાખે યાને ગનામીનો ઊપર દુઃખની અસર નહી થાય. જે કોઇ કે નેરંગ લીએ છે, તે લીધાના કાંમથી ગનામીનોની પેદાએશ ઊપર હથીઆર થાય છે. જે કોઈ કે ખાબથી જલદી ઊઠે તે પહેલાં ગાવનો નેરંગ લેઈ, પછી "કેમના મજદા" યાને "શરોશ બાજ" પઢે, પછી પાંણીથી ધોય તો તે ખરે.

આ અવસ્તાના ફકરાઓ મધે જોકે ખોલ્લે ખોલ્લી રીતે સહવારનાં ઊઠતાં વાર નેરંગ લેવો એવું આવેલું નથી, તો પણ તે અવસ્તાના કીવેલા પહેલવી તરજુમામાં તથા આપણી દીનની બીજી નાંમીચી કેતાબોની ગવાહીથી એ ફકરાઓની મતલબ ખોલ્લી થાય છે. વંદીદાદના ફકરાથી આટલું તો જણાય છે કે, "વસીદો હાથ આતશ તથા પાંણીને નહી લગાડે." જયારે વસીદો હાથ પાંણીને લગાડે નહી ત્યારે તે શાને લગાડે? પાંણી વગર હાથ સાફ થાઇ શકતો નથી, અને વસીદો હાથ પાંણીને લગાડવાની મનાઈ છે. જયારે એમજ છે ત્યારે બીજી કોઈ એવી ચીજ જોયે, કે જેથી

પેહેલાં હાથ સાફ કરી પછી પાંણીથી ધોવા. એ ચીજ તે "નેરંગ" છે કે કોઈ બીજી? કોઈ બીજી નહીં પણ "નેરંગ" જ હોવો જોયે. કારણકે તેને માટે આપણી કદીમ જમાનાની કેતાબો મધે લખાયલું છે, અને તે સાથે આપણે કદીમ જમાંણાંથી તે લેતા પણ આવ્યા છીએ, તથા દીનની બીજી ક્રીઆઓ મધે તેનો જેવી રીતે ઊપયોગ થતો જોવામાં આવે છે, તે ઊપરથી પણ એવોજ સાર કાહાડી શકાય છે.

ઊપર આપેલા અવસ્તાની પહેલવી શેરેહની મહમજ જો ખોલી રીતે લેવા માંગીએતો, એણાંથી નેરંગ લેવાનો સબબ અને ફીલસુફી માલમ પડી આવે છે.

(૧.) એટલું તો સાબેત થાય છે, કે તરો લેવો એ આપણી દીનનું ફરમાંન છે, અને જયાં દીનનું ફરમાંન આવ્યું, ત્યાં દીનદારી પકડનારે એટલું તો કબુલજ કરવું જોઈએ, કે દીનનુ ફરમાંન પાલવું એ દરેક જણની ફરજ છે. એમ ન કરનારાઓ ચોકશજ રીતે અપરમાણીકપણાંના વાંકમાં આવી શકે છે. એક પરમાણીક માણસે વચણ આપીઆ બાદ બીજાનુ વચણ બોલે બોલ પાલવુ એ તેનો ધર્મ છે. પછી તે વચણ તેના વીચારથી ઊલટું હોય, તેનું અવથલો કરણ કરવાનુ કામ તેનુ નથી. માટે એક ધર્મમાં રહીને તેનાં ફરમાંનો નહી બજાવવાં, એ દુનીઆનાં લોકોને ઠગવા બરાબર છે, એટલુંજ નહી, પણ પરમાણીકપણાંના તરીકાથી ઊલટું છે. માટે ધર્મનો કોલ પાલવો એ દરેક પરમાણીક માણસની મોહોટામાં મોહોટી ફરજ છે. જરથોસતી તરીકે તેમજ મજદીઅશનાંન તરીકે રહેવા માગનાર દરેક જને મજદનાં આપેલાં અને જરતોશતનાં લાવેલાં તથા ફેલાવેલાં

ફરમાંનોને માથે ચહડાવવાં જોઈએ, એ દરેક જનની મ્હોટામાં મ્હોટી ફરજ છે. માટે જો નેરંગ લેવાના કારણો બાહરની સપાટી ઊપરથી આપણી બાંમ અકલને લીધે હસવા જેવાં લાગતાં હોય, તોપણ અ.પણે જેમનાં મત ઊપર ચાલવાને કોલ આપી ચુકા છીએ, તેનુ તે ફરમાંનછે, માટે તે પાલવું જોઈએ. વલી જરતોશત પ૦ીગંબર, સચ્ચાઈ, અને બંદગીની બુજરગીથી. ખુદ ખોદાવનદતાલાથી બશારત પાંમવાને યોગ્ય થયો હતો, તે વાત ધીયાનમાં લેતાં પણ, એક ખુદાથી બશારત પાંમેલો માહગુરી અને પરતાંસીનું એ ફરમાન છે, માટે એતો હસવા જેવું નથીજ, પણ જે લોકો હસી નાખે છે, તેઓના વીચાર શામના હસવા જેવા છે; નહી એટલુજ નહી, પણ ગુનાહ ભરેલાં છે. ફકત આ વીશયે ઊપર ઘણું લખાઈ શકાય છે, પણ તે લબાન ન કરતાં વીવેકીઓના વીવેક ઊપર છોડી દેઈયે છીએ.

(૨.) ઊપર આપેલી પેહલવી શરેહ ઊપરથી બીજુ એ સાબેત થાયછે, કે નેરંગ તેના ભીતરમાં મોહોટી ખુબી ધરાવેછે. જેમકે, ઊપલી શરેહમાં આવ્યુંછે કે, “ નેરંગથી હાથ ધોઈને પછી પાંણીથી ધોવા જેથી ગનામીનો ઉપર અંદેશાનું હીથીઆર થાયછે ”! પણ હવે, ગનાંમીનો ઊપર અંદેશાનુ હથીઆર એટલે શુ? એની સમજ એ કે જે ચીજો માણસોને ઇજા ભરેલી હોયછે, અથવા જે બારીઅતો માણસોના હકમે નુકશાંન ભરેલી છે, તે સરવેના કરતા તરીકે અથવા મૂલ તરીકે અવરતામાં ‘ ગનામીનો ’ એવો શબ્દ વપરાયલોછે. ત્યારે તેની ઊપર અંદેશાનું હથીઆર તેજ ગણાય, કે જેથી પેલી નુ-

કશાંન ભરેલી ચીજો અથવા દરદો દુર થાય. ત્યારે વ-સોંદા હાથ જેઓ નેરંગથી ધોયછે તેઓ ગોયા આવતાં દરદોને અટકાવેછે તે, ગોયા ગનામીનોને નીશફલ કરીને તેને અંદેશામાં નાખવા બરાબરછે. ઉપલીજ શરેહમાં લખેછે કે "જે કોઈ નેરંગ લેછે તે લીધાના કામથી ગનામીનોની પેદાયશ ઉપર હથીઆર થાયછે" હવે આપણે ઉપર જોયું કે, ગનામીનોની પેદાયશ દરદ અને બદીને લગતીછે. ત્યારે 'નેરંગ' દરદ યાને નજીશાત ઊપર ગોયા હથીઆરછે, અને દરદની ઉપરનું હથીઆર હમેશાં દવા હોયછે, અને નેરંગમાં દવાનો ગુણ હોવાથી તે લેવાનુ ફરમાન આવેલુંછે. વશીદા હાથ–મોહથી શું શું પરીણામ નીપજેછે તે આગલ જોવામાં આવશે. અતર તો અમો એટલુંજ દેખડાવવાની કોશેશ કરીએ છીએ કે, એ બાબદને કેવાં કેવાં કામેલ મગજોથી ટેકો મલ્યોછે તે તેઓના લખાણથી દેખડાવવી આપવું:—

પાદશાહા નોશરવાંન આદેલનો વજીર "બુજરચમેહેર" જેવો બુજોરગ અને કામેલ ફીલસુફ પોતાના બનાવેલાં પંદનામા મધે લખેછે કે:—

પેહેલવી.

**પવન ઊશાહીન ગાહ મદમ જકનીમુનેદ હોશોમંદાંન અનશોતાઆન દાદીહા યદમન વ ઓપમન પવન ગોમેજે ગોરપંદાન અરરૂનેદ પવન મીઆએ દકીઆ અરરૂનેદ દાદીહા વશતરરા દકીઆ પોશેદ પવન નેરંજે દીને માજદયસ્નાન અએબધાનશને આસરૂનતે પવન મીનશને વ ગોબશને વ કુનશને ફરારૂન મોનશાનીહાએ રોબાનરા કારો કેરફે વાદુનંદ.**

અરથ.

હોશનનાં વખત ઉપર આદમીઓ ખાબથી ઊઠી, બેજાગરૂ થતાંવાર દીનનાં ફરમાન મુજબ પોતાના હાથ તથા મોહ ગોરપંદાનાં નેરંગે કરી પાક કરે, અને ત્યારપછી પાક પાણીએ ધોઇને દીનનાં હોકમ પ્રમાણે પાક પોશાગ પેહેરે તથા મજદયસ્નો દીનની ક્રીરીઆ મુજબ કુસ્તી બાંધીને (પોતાનાં) રવાંન બાએનાં નેક વિચારથી (પોતાની) નેક મનશની, ગવશની અને કુનશનીએ કરી સવાબનાં કાંમ કરે. આપણી દીનની મોતેબર કેતાબ "દીનીકરદ" મધે લખેછે કેઃ—

પેહેલવી.

**યદમન પવન ગોમેજ શોસ્તન ચેમ યદમને પવન ખુન વ શોશર વ આવાનીકે મોરદ મેન તન એહર આલુદ જકનીમુનેદ પરતુમ લા પવન મીઆએ વાજેતુમ બના પવન હાન ગોમેજગીર કમ માલશને વ આહેરચ પવન મીઆએ પેહેલુમ વ પાકગરતુમ શોસ્તન ચેમ અએવક નશા પહરેજશને મીઆ દકીઆ દાસુન અનુ મેન જક રીમની નશોશ.**

અરથ.

(સવાલ) નેરંગે કરી હાથ ધોવાનુ શું કારણ? (જવાબ) પલીદી અથવા નજીસાતની આલાએશથી પાંણીને પવીત્ર રાખવાની આપણને એક મોહોટી તાકીદ ફરમાવેલીછે, તેટલા માટે લોહી તથા મની તથા અનદામની બીજી મુરદાર પલીદ વસ્તુ સાથે આલુદે થાયલા હાથને પ્રથમ નિર્મલ પાણી વતરોગેનાં અનદાજાથી થોડોક નેરંગ લગાડી, ત્યાર પછી ખુબી તથા પવિત્રાઈ ભરેલાં પાંણીએ ધોવા વાજેબછે.

" સદ્દરે બુનદેહેશને " મધે લખેલેછે કેઃ—

ફારસી.

**દરે પંજાહો ચેહારૂમ ઇન કે હરરોજ બામદાદ કે અજ ખાબ બરખીજંદ નખોસ્ત દસ્ત બઆબેજર બાયદ શોસ્તન વ બીની વ ચશમ વ બાદ અજાન બઆબે પાક બેશોસ્તન, વ પસ કેમનામજદા બેખાનદંન અગર ન અવસ્તા પજીરફ્તેહ નબાશદ દરૂજે નસોશ અજ તન બર નખીજદ વ હજારો દવીસ્ત દેરમે સંગ ગુનાહ બાશદ વ બાંમદાદ દસ્ત રોએ બઆબેજર શોસ્તન.**

અરથ.

ચોપનમો બાબ એવી રીતનોછે કે, દરરોજ બામદાદ જે કોઈ શખ્શ ખાબથી ઉઠે, ત્યારે તે સખ્શને ફરજછે કે, પોતાનાં હાથ મોહને પરથમ નેરંગે કરી ધોવા, અને ત્યાર પછી પવિત્ર પાંણીએ ધોય, અને કેમનામજદા પઢે. અગર જો એ મુજબ કોઈ અમલ ન કરે, તો તેનાં બદનથી નાપાકી અથવા નજીસાત બરતરફ નહી થાય. અને જે કોઈ અવસતા પઢે તે પણ કબુલ ન થાય, અને તે સખ્શને ૧૨૦૦ દેરમનાં વજનનો ગુનાહ લાગુ પડે, એટલા માટે, બાંમદાદને વખત નેરંગે કરી મોહ પાક કરવાની જરૂર અગતછે.

" સદ્દરે નજમ " મધે લખેલેછે કેઃ—

અએ નેકબખ્ત! ૫૪ મો દરવાજો દીનમાં ફરમાવેલા આએ ઘટતા હોકમને માટે છે, કે દર બાંમદાદની વખતે તું જયારે ખાબથી બેદાર થાય, ત્યારે હુશીઆરીથી નેરંગ લેવાની બાજ પઢવા સાથે પ્રથમ તારા બેઉ હાથ

તથા મોહોડાંને નેરંગે કરી સાફ કરવાનો ખાસ તુને ફરજછે, અને ત્યાર પછી પાક પાંણીએ ધોઈ ખુબી સાથે કેમનામજદા પઢવાની જરૂર અગતછે; કેમકે જે કોઈ શખ્શ નેરંગે કરી હાથ મોહડું નાહી પાક કરે, ત્યાં સુધી તેનીથી નજીસાત અને નાપાકી બરતરફ નાહી થાય, અને જે કોઈ અવસ્તા પઢે તે કબુલ નાહી રેહે, તથા તે મરદને ૧૨૦૦ દેરમનાં વજનનો ગુંનાહ લાગે, તેટલા માટે ઓ નેક ખસલતનાં મરદ ! હરરોજ બાંમદાદને વખત પાંણીની આગમજ તારા હાથ મોહોડાને નેરંગથી જરૂર પવિંત્ર કરજે.

એજ પ્રમાણે "સદદરે બોહોરેતવીલ," "સદદરે નસર," દસતુર દારાબ પાહાલણનાં "ફરજીઆત નામાં" મધે તથા બીજી રેવાયતો મધેબી લખાયલુંછે; પણ તે લંબાણ થવાને લીધે અત્રે લીધું નથી.

અવસતા, પેહેલવી, તથા ફારશી કેતાબોના ઊપલા દાખલાઓ ઉપરથી તમો ભાઈઓની પુરતી ખાતેરી થશે કે, ખાબથી ઉઠયા પછી, કોઈબી ગોસપંદનો નેરંગ તેનો કારીઆ શાથે લેવો જોયેછે. જો કોઈ નેરંગ નાહી લેતો, તેનથી થયલી બંદગી, ફરજયાત અને ધર્મનાં કામો નારવા થાયલાં સહમજવાં; અને તે જયાંસુધી નેરંગ નાહી લીએ ત્યાં સુધી દરરોજ બારસો દેરમ ભાર ગુનાહા લાગુ થાયછે, અને તે સાથે ધરમથી ઉતરેલી તેની ફરજો ના રવા થવાથી તકસીરવાર થાયછે, તથા તેનાં અાહીર નસા ભરેલા હાથો આતશ પાંણી તથા બીજી પવિત્ર ચીજોને લાગાથી, તે ચીજોને અપવિત્ર કરવાનો અપરાધ લાગુ થાયછે. એવી રીતે નેરંગ નાહી લેનાર મણુષય તકસીરવાર થાયછે.

નેરંગ નહી લેનાર કેવી રીતનો તકશીરવાર થાયછે, તે વિશેના સદદરો મધેનાં દાખલાઓથી તો તમો ભાઇઓની ખાતેરી થઈ હશે; પણ તમો ભાઇઓની વધારે ખાતરી કરવા માટે બીજી નામીચી કેતાબોનાં દાખલાઓ હવે હું જણાઉછું.

"શાએસત લા શાએસત" નામની પેહેલવી કેતાબ મધે લખેછે કે:—

પેહેલવી.

**વર મવન યદમનેશવી લા અરરૂનેદ હોચ કેરરૂ વાદુનદ નપશમન લા જાનુનેદ મેમન વદ મવન નસોશ બના લા માઇતુનેદ અશોશાન જામતુનશને વરતન લા જાનુનેદ અમતશ શાન જામતુનશને વરતન, લવીત અશ અસતોબાની પવન દીન લા જાનુનેદ અશકેરરૂ મદમ લા જામતુનેદ.**

અરથ.

હરેક શખ્સ વસીડા હાથ પાક ન કરે, ત્યાં સુધી (તે શખ્સ) સવાબનુ કાંમ કરે તે તેને મુતલગ નહી પેહોંચે; કારણ કે હરેક મરદ નાપાકી તથા પલીદીને (પોતાથી) બર તરફ નહી કરે, ત્યાં સુધી તેનાં બદન મધે પાકી તથા પવિત્રાઈ અસર કરી શકતી નથી, અને જયારે તેના તન મધે પાકી તથા પવિત્રાઈની અસર ન થાય, ત્યારે તે મજદયસની દીન ઊપર કાયમ તથા ઓસતવાર નહી ગણાય, અને તેને સવાબ નહી પોહોચે.

આએ દાખલાથી તો ચોકશ સાબેત થાયછે કે, જે શખ્સ નેરંગ નહી લે, તે જે કાંઈ સવાબનાં કામ કરે, તે તે-

ને મુતલગ નહી પોહોચે, અને નેરંગ ન લેવાના સબબથી તેનાં બદનમાં પાકીજગીની અસર ન રેહેવાથી તેને મજદયસની દીન ઊપર કાયમ અને ઓસતવારની નથી ગણ્યો.

પોહેલવી "અરદાવિરાફ" મધે લખેલછે કેઃ—

પોહેલવી.

**આસુન આસતુનત રોબાંને ગબનાએ મવન કેશાન વર દોશાંન યજરૂનદ વ હમા માઇતુનદ અવમપુનસીદ આગ ગોમન તન મેમન વનાસ કરદ જમનુનેદ સરોશ અહલુબ વ આતુન જાતનુ આગ ગોમન રોબાંને વરમન દરવંદ ગબના મવનપવન સતા સર વ રોએ નપશામન વ યદમન શવીક વ આવાની રીમનીએ અન દામે નપશામન પવન મોઆએ એસતાદે વજોરફ વ ખાવી વ સાતુનાન કબદ અરરૂનત વ ખુનદદ અમહોસપંદ આજુરદે.**

અરથ.

વિગાફ કોહેછે કે, વલી મેં એક મરદનાં રવાંનને જોયું કે જેને દોજખમાં પકડી લેઈ જઈ મારવા લાગા, તેથી મેં પુછ્યું કે આ શખસે શું ગુનાહા કીધોછે? ત્યારે સરોશ અશો અને આદર યજદે જવાબ દીધો કે, ગેતીનાં દરમીઆનમાં જેણે પોતાનું સર તથા મોહ, અને વલી વસોદા હાથ તથા પોતાનાં શરીરની બીજી રીમની અથવા આલાએશને ધણી મરતબે કુવા તથા નેહેરનાં બંદમાં તથા વેહેતાં પાંણીમાં ધોઇને ખોરદાદ અમેષાસપંદને આજુરદે કીધો હતો, તે દોજખી મરદનું એ રવાંનછે.

ઊપર જે ધર્મ પુસ્તકોના દાખલાઓ જણાવ્યા તે

ફકત ઊંઘમાંથી બાંમદાદે ઉઠી વઝીદા હાથ મોહને નેરંગ લગાડવા વિશે જણાવ્યાછે. પણ એ નેરંગ આપણી બીજી કરીઆઓ મધે કાંમે લાગેછે કે નહી તે વિશે અત્રે ટુક ખોલાશો કરવા ચાહુંછુ.

ભાઇઓ! આપણાં ધરમનો મુલ આચારજ નેરંગ ઉપરછે. એ નેરંગ કોઈ કોઈ જગોએ આપણને પીવાની અને લેવાની ફરજછે, તે વિશે હું જણાઉંછું. ૧ લું—નેરંગદીન, જે એપરહેજગાર મોબદો ઘણાક દીવશો શુધી પવીત્રાઈ સાથે રહી, મોટો ખરચ કરવા સાથે, અવસતાના બરતર કલાંમો પડાને ગાવનાં મુતરની બનાવેછે—તે નેરંગદીન દીનમાં પેહેલો દાખલ થનાર યાને સુદરેહ કુશતી પેહેડનારને નોહોન નહવાડી પવિત્ર કરવામાં આવેછે તે વખતે પાવામાં આવેછે તે પીઢા વિના તેને દીન મધે દાખલ કરી શકાતો નથી: અને તે પાયા પછી તેને ચોખાં પાંણીએ નહવાડની વખતે, પેહેલાં નાહાવાની બાજ ધરાવી તેનાં સઘલા બદન ઊપર નેરંગ ચોપડાવામાં આવેછે, અને પછી નહવાડી તેને પાક કરેછે. ૨ જું—આપણે ગસલ કરતી વખતે યાને તન પવિત્ર કરતી વખતે પેહેલાં શરોશબાજ ધરીને આખાં બદન ઊપર નેરંગ ચોપડીયે છીએ. જો તેમ કોઈ ન કરે તો તેનું બદન અપવિત્રજ રેહેછે, અને જયારે બદન અપવિત્ર થાયું ત્યારે તો, તે જે પવિત્ર ચીજોને અડકે, તે પણ અપવિત્ર થાય, અને તેની કીધેલી બંદગી પણ નારવા રેહેછે. ૩ જું—જયારે મોબેદનો છોકરો યોજદાથરેગરી કરવા લાયક યાને હેરબદને દરજજે પોહોચવાને લાયક થાયછે ત્યારે તેને પ્રથમ બે બરશનુમ આપવામાં આવેછે, અને જયારે મરતબને લાયક થાય-

છે ત્યારે તેને એક બરશનુમ આપવામાં આવેછે, તથા જયારે કોઈપણ મોબેદ પાવમેહેલની ક્રીઆ કરવા માટે અને કોઈ બેહદીન પવિત્ર થવા માટે બરશનુમ લેછે અને જે કોઈ દીનનાં ફરમાનથી ઊલટો જઈ, મુવેલી લાશને અડકી રીમન થાયછે, તે વખતે તેને નેરંગદીન પાવામાં આવેછે, તથા નાહાનીદાન આપ્યા બદન ઊપર નેરંગ લગાડવામાં આવેછે, અને નવ દાહાડા અને ગાંત પાંણીને અડકી નહી શકાયાથી નેરંગથીજ કુશ્તી પાદીઆવ કરવામાં આવેછે. ૪ થું—જયારે ઓરત દશતાન બેશેછે ત્યારે પાંણીને નહી અડકાવાનાં સબબથી તે પાક થાયછે ત્યાંસુધી નેરંગથીજ સઘલો અમલ કરેછે. ૫ મું—જયારે ઓરત બચ્ચું જણેછે, ત્યારે પણ ચાલીસ દીન સુધી સઘલો અમલ નેરંગથીજ કરેછે. ૬ ઠું—જયારે ઓરત મુવેલું બચ્ચું જણેછે, ત્યારે તેને નેરંગ પાવામાં આવેછે, અને તે પાક થાયછે ત્યાં સુધી સઘલો અમલ નેરંગથીજ કરેછે. એ વતરાગે બીજી ઘણી જગોએ નેરંગ કામમાં આવેછે.

નેરંગ અમલમાં લેવા વિશે ઉપર જે મેં ખોલાશો જણાવ્યો, તે ફક્ત મોહોટેનો નહી પણ આપણી દીનની પવિત્ર અવસતાની કેતાબો તથા બીજી કેતાબોને આધારેજ જણાવ્યો છે. એ ઊપરથી ચોકશ થાયછે કે, આપણી ધર્મની ક્રીઆઓનો મૂલ પાયોજ નેરંગછે. હવે જયારે નેરંગ ધર્મની ક્રીઆઓનો મુલ આધારછે, ત્યારે જો કોઈ જરથોસ્તી શખ્શ બેપરવાહા રહીને તેને અમલમાં ન લાવે તો, તે ખોદાતાઆલાનો, તેના પવિત્ર પેગમબરનો તથા પોતાના ટોલાને નુકશાન કરવાનો કેટલો મોહોટો તકશીરવાર થાયછે.

ભાઇઓ ! આટલા સુધી નેરંગ વિશે જે મેં કહી સંભલાવ્યું તે સઘલું આપણાં પવીત્ર ધરમ પુસ્તકોને આધાર જણાવ્યુંછે. હવે એ નેરંગની ખુબી અને ફીલસુફી શું છે તે વિશે હું તમો નજદીક ખોલાશો કરવાની અગત્ય જોઉંછુ.

નેરંગ એ એક ઘણોજ કઉમ્મતદાર ખારછે. ઘાસ ચારો ખાનારાં પ્રાંણીઓનાં તરામાં "કારબોલીક આસીદ," "ક્રરબોલિત ઓવ લાઇમ" અને "કેનદીસ ફલુઇદ" એ અરકો સમાયલાછેં, જે અરકોને હાલનાં તબીબો મ્હોટાં મ્હોટાં દરદો તથા ઉડતા રોગોને અટકાવવાને મ્હોટા ઊપાયો તરીકે ગણેછે; વલી એ ગોસપંદોનાં તરામાં "આમોનયા" અને "યુરીઆ" એ બે ખારો સમાયલાછે, કે જે વઇદક શાસત્રમાં જણાવ્યા પ્રમાણે શરીરની સુસ્તી, તથા નબલાઇને તથા બેહોશીના મરજોને નાબુદ કરવાના ફાયદા ધરાવેછે. એવા ગુણો ધરાવવાનાં સબબથીજ આપણાં બાપો પેગમબર જરથોશતે તેને અમલમાં લેવાને આપણને ફરમાવ્યુંછે. વલી જેટલા ગુણો એ પશુઓના તરામાંછે, તેટલા માણુષ કે બીજાં માશ ખાનારાં પ્રાંણીઓના મુતરમાં નથી. જો કે મણુષ્યને પાક ખોદાતઆલાએ સરવેમાં બુજોરગ દરજજાનું પેદા કરયુંછે, પણ તેનો ખોરાક મિલસેલ હોવાથી તેની પીશાબમાં "યુરીક આસીદ" જથ્થાબંધ હોયછે, જે આસીદ જો માણુશનાં શરીરને લાગેછે તો, શાંમનો કોહોવાત ઊતપંન કરેછે, તેટલા માટેજ એ પીશાબને અપવિત્ર અને નુકશાંન કારક ગણી આપણાં પુરવીણ પેગમબરે આપણ જરથોશતીઓને પીશાબ કરતી દાન પગ ઉપર યા કપડાં ઊપર છાંટા નહી ઊડે તેવી રીતે

સંભાલથી પીશાબ કરવાને ફરમાવેલુંછે, તથા તેનો રેલો ઓ-લંગવાને પણ આપણને મનાં કીધાછે. એજ પ્રમાણે બીજાં માશ ખાનારાં પ્રાંણીઓના મુતરને માટે પણ સહમજવું. એ ગોશપંદોના તરાથી કેટલાક ભારી રોગો નાબુદ થાયછે, તે નીચલા બોલાશાથી તમોને માલમ પડશે.

આગલ મારા વાંચવામાં આવ્યું હતું, કે મહમદના વખતથી અરબ લોક મધે એક ઉડતો મરજ ફેલાયો હતો, તેના એલાજમાં મહમદે તેઓને શાંધણીનો નેરંગ પીવાનો હોકમ આપ્યો હતો, અને તે લોકોએ આ ઊપાય અમલમાં લેવાથી તે રોગ નાબુદ થયો હતો.

વલી એમ પણ મારા વાંચવામાં આવ્યુંછે, કે ઇરાન મધે એક વેલા એક જાતનો ઉડતો મરજ ફેલાયો હતો, અને તેથી આપણા જરથોશતી શિવાયે બીજી પરગનેઆતવાલા જેવાકે, મુસલમીન, યાહુદી, અને અરમાની તથા બીજી જાત વાલાઓને પુશ્કલ દુ:ખ સોશવું પડ્યું હતું. એ મરજનો એલાજ પણ ગોસ્પંદના નેરંગથીજ થવાથી, સઘલાઓએ એક મતથી એવું વિચાર્યું હતું કે, જરથોશતીઓ નેરંગ લીયેછે તેથીજ તેઓ બચી ગયાછે.

વલી એમ પણ વાંચવામાં આવ્યુંછે કે, પાદશાહા જમશેદના વખતમાં ખુજલીનો રોગ મજબુત ફેલાયાથી પાદશાહા પોતે તથા રૈયત ઘણાજ હેરાન થવા લાગ્યાં. પાદશાહા જાતે નશીબવંત અને પવિત્ર હોવાથી, તેને ગાવનો નેરંગ ચોપડવાને બશારત થાઇ હતી, અને પાદશાહે તેમ કીધાથી તે રોગ બરતરફ થયો હતો. એ ઊપરથી પાદશાહે ખાબમાંથી ઉઠતીદાંન નેરંગ લેવાનો પોતાની રૈયતને હોકમ કીધો. એ

હોકમ પ્રમાણે આપણાં અસલી બાગાનો ચાલ્યા હતા, અને હાલે આપણે પણ તેમ કર્યે છીએ.

વલી એ નેરંગની અસરથી જલંદર, રગતાપીત, ખુજલી, કોહવાન, હરસ અને એ વતરોગે બીજાં નાશકારક દરદો દફે થાયછે, અને વલી તે સાથે ભાંગેલાં હાડકાં સાંધવા તથા ગંધાયલાં માંશ તથા લોહીને છોડવવા માટે જે લેફ બનાવવામાં આવેછે તેમાં પણ એ નેરંગ આવેછે. એ નેરંગ શરીરનાં ભીતરમાં પસ્યાથી પેટનાં માઆદા. સીંના, રગ, માંશ, લોહી, ગુરદો વગેરે દરેક અવયોની નાતવાની, નબલાઈ, અને સુસતીને તાલી તેમનામાં વધારે મજબુતી અને પુશતી આપેછે; બલકે આલશાઇ, સુસતી, તથા બેહોશી સરીખા ચોકશ મરજોને જડમેખથી ઉખેડી નાખેછે.

ભાઇઓ! આએ ઉપલાં ધર્મ પુસ્તકોની રાહે જણાવેલાં તથા વૈદકશાસ્ત્રની રીતે જણાવેલાં બયાનથી ચોકશ થાય છે કે, આપણાં લોકો ધર્મની ફરમાએશ મજે તથા બાંમદાદે બાબથી ઉઠતીદાંન ગોસપંદાનો નેરંગ કદીમ જમાનાથી લેતા આવ્યાછે અને હાલે પણ લેછે તે હકવાજબી અને ગુણગારૂં છે. આપણ લોકમધેથી કેટલાક એ વિશે એવી ફીટ લેછે કે, સહવારને પોહોર ઉઠતાં વારમાં વાસમારતું મુતર લેવાથી શું ફાયદો થાય છે, એ ફાયદો અમોએ ઉપર બતાવી આવ્યાછે, એ ઉપરાંત તેઓએ જાણવું જોયે છે, કે પાક ખોદાવંદ તાઆલાએ આપણ બંદાઓને વાકેફ કરવા માટે પેગમબર સાહેબ અષો જરથોસ્તની મારફતે જણાવેલું છે કે જેમ બને તેમ આદમીઓએ પવિત્રાઇ-

થી રેહેવું કે જેથી બંને જેહાંનમાં સુખ હાંસેલ થાય; એ-
પવિત્ર કલાંમ ઉપરથી આપણુ લોકો બીજી જાત કરતાં વધારે
પવિત્રાઈ પાલીએ છીએ. હવે આબથી બેદાર થયા પછી આ-
પણે જે "નેરંગ" લયે છીએ તે પણ આપણાં બદનની પ-
વિત્રાઈ અને તંદરોસતી સંભાળવા માટે તથા આપણાં તન
ઉપરની સુસ્તી ટાલવા માટેછે. જયારે આપણુ ખાબમાં
પડયે છીએ ત્યારે તેની બેહોશીનાં સબબથી મોહોડાં મધેની
લાળ તથા પરસેવનાં આકારમાં આપણાં બદનમાંથી નિકલતી
તરી તથા આંખ મધેથી નિકલતો રસ આપણાં બદન ઉપર
ફેલાય છે, તેથી કરી આપણને જે સુસ્તી તથા નબલાઈ થાય-
છે, તેને દુર કરવા માટે તથા તંદરોસતી સાચવવા માટે આ-
પણને નેરંગ લેવાને તકીદ ફરમાંવી છે. ઘણી વખત આપણાં
અજમાવવામાં આવેલું છે કે જયારે આપણે ઉંઘમાંથી ઉઠીએ
છીએ ત્યારે આપણાં અંગ ઉપર જાણે ભાર પડયો હોય
એવું આપણને લાગે છે, અને સુસ્તી થાય છે, પણ જયારે
ખોદાઈ કલામ સાથ નેરંગ લયે છીએ, ત્યારે પેલો ભાર
તથા સુસ્તી જેવું કાંઈ રેહેતું નથી, અને ઉંઘમાં આમેજ
થાયલી નજાસાત સદંતર સાફ થઈ જાયછે, અને હાથો
તથા મોહોડું તથા પગો ઉપરથી તુરત ચોકાય સીથી જા-
યછે, કે જે બીજી ચીજોથી કદી તરત રીતે નહી. એવી
રીતનો એમાં ગુણછે, તેટલાજ માટે નેરંગ લેવાનો આ-
પણને ફરમાનછે અને તે નેરંગ આપણાં લોકો જેટલું બ-
દન ખોલ્લું રહેછે, તેટલા ઉપર ખોદાઈ કલાંમનાં ભણતર
સાથે ચોપડયે છીએ અને તે ચોપડયા પછે, જયારે નેરં-
ગનો નમ પુરે પુરો સુકાયછે ત્યારે, જેટલું બદન ખોલ્લુંછે

તેટલુ તાજા પાણીથી ઓદાઈ કલામ પઢવા સાથે આપણ ને ધોવાનો હોકમછે, તે એવી રીતે ધોવું જોયેછે, કે નેરંગનો વાસ મુતલગ જણાય નહી; જો નેરંગનો વાસ રેહે અને પાદીઆવ કરવામાં આવે તો તે નારવાછે, માટે બને તેમ નેરંગ તાજો લેવો જોયેછે.

નેરંગની ગરજ કોઇની વસતુથી પુરતી રીત સરે એવું નથી. કોદેરત પરમાણે ગસલનો દાક્ષ નેરંગથી ફીતેછે, તેમ દરેક નજીસાત પણ નેરંગથીજ તુરત ફીટી જાયછે. જો કે હાલે એ નરંગની ખુબી વિશે વિદવાનોની ખાતરી થયાથી, તેનાંજ ગુણોને મલતો વિદયાના બલથી એક જાતનો સાબુ બનાવ્યોછે, જેનું નાંમ "કારબોલીક આસીદ સોપ" કરીનેછે. એ સાબુને વાપડવાની દાકતરો મજબુત ભલામણ કરેછે, અને તે ભલામણને લોકો ઊંચકી લઈ હાલે ઘણાએક જુદદીનો તથા સુધરેલામાં ખપતા કેટલાક જરથોશતીઓ, જેઓ નેરંગની છીટ કરીને તેને લેતા નથી તે લોકો, નાહાતીદાન તે સાબુ વાપડેછે. સાબુ વાપરવાની સામને અમારો વાંધો નથી પણ જેઓ નેરંગની ગરજ સાબુથી સરેલી સહમજેછે, તેઓની શાંમને અમારો વાંધોછે. સાબુ ખુશીનો સોદોછે, પણ નેરંગ એ ફરજીઆતીછે. કોહો કે દેખાદેખીથી અને વગર સહમજથી નેરંગ લેવાનો મોકુફ થયો, તો શું તેને બદલે સાબુ લેવો કોઇ ફરજીઆત ભરેલું સહમજશે? વલી નેરંગ કુદરતી હોવાથી તેમાં કુદરતથી જે પ્રમાણ જલવાયલુંછે તેવું પ્રમાણ હાથની બનાવેલી કોઈ ચીજમાં ઊતરી શકે નહી તેથી ધારેલો ફાયદો પોહચે નહી. તેમજ વલી સાબુ વે-

પારની જીનસ પડવાથી તેમાં કાવતરૂ પણ થાયછે અને તે-થી દરદો થયલાની નોંધ દાકતરોના લખાણમાંથી મલેછે. બીજું તો તે તેની કીમતમાં આજે પણ ગરીબોને ખરી-દવાને મુશકેલ પડેછે. તે તેની કીમતમાં કંઈ સબબોથી વધારો થવાથી કેમ ખરીદી શકાશે તેનો પણ વીચાર ક-રવો જોઇએ. આટલું તો ચોકશજછે, કે પાક ખોદાવંદ તઆલાએ આ દુન્યાં મધે જે ગુણગારી ચીજોનો ઊપયોગ વધારે જોયોછે, તે ગરીબ તથા તવંગર બંનેને એક સર-ખી રીતે મુફત મલી શકે એવી રીતે તેને જહાબંધ વ-ધારે પેદા કરીછે. તે ચીજો ◦મધેની એક એ નેરંગછે. જયારે નેરંગ એક ગુણગારી ચીજછે, એવું સઘલાઓ સ-હમજેછે અને તે નેરંગ ઊપરથીજ "કારબોલીક આસીદ સોપ" નામનો સાબુ બનાવ્યોછે, અને તે સાબુને કેટ-લાક નેરંગ નહી લેતા જરથુશતીઓ પોતાનાં અમલમાં લાવેછે. હવે જયારે તેઓ સાબુનો ઊપયોગ કરેછે ત્યારે આ નેરંગ જેવી ગુનગારી અને મુફત મલી શકે એવી ચીજને કાંય નહી અમલમાં લેતા, કે તેથી ધરમનો ધરમ સચવાય અને ખોદાનો, પોતાનાં પેગમ્બરનો, પોતાનાં મા બાપનો, પોતાનાં ન્યાગાંનોનો અને પોતાનાં ટોલાનો તકશી-રવાર થાય નહી? કોઇને સવાલ ઊઠશે કે, સાબુ વાપડ-વાથી તકશીરવાર શાને માટે થાય? તો તે સવાલ કરનારે જાણવું જોયેછે કે, આપણે નેરંગ લયે છીએ તે ફરજ ત-રીકે અને કીરીઆ તરીકે લયે છીએ, અને તે પાદીઆવ કરવા આગમજ તેની પઢવાની બાજ સાથે લયે છીએ. અને નાહાનીદાંન પણ તેમજ બાજ લેઇને નેરંગ આપા

બદન ઊપર ચોપડયે છીએ, અને જયારે તે શુકાયછે ત્યારે આપણે નાહીયે છીએ. તેમ સાબુ લગાડનારાઓ કરી શકવાનાં નથી. તેઓ પેહેલાં પાદીઆવ કરેછે, યાને ખાબથી ઉઠયા પછી પેહેલાં પાંણીથી નાહેછે, અને પછી સાબુ ચોપડેછે. હવે બાજ સાથે નેરંગ લેવા વગર જે કોઈ પોતાનાં બદનને પાંણી લગાડે, અથવા નાહાતીદાંન બાજ વગર અને નેરંગ આંગ ઊપર ચોપડયા વગર નાહાયતો, તે જરથોશતી ધર્મની રાહે ખોદાતઆલાની પવિત્ર પેદાએશોને નુકશાન પોહોંચાડવાનો તકશીરવાર થાયછે, માટે જે કોઈ નેરંગ ન લેતા હોય તેઓને હું મજબુત ભલામન કરૂં છું, કે ખાબથી બેદાર થયા પછે અને બદનને પાક કરતીદાંન ધઆને નાહાતી વેલા ખચીતજ બાજ ધરીને નેરંગ ચોપડવો, કે તેથી કરીને બદનની આશુદગી અને જીવનું ઊજમારાપણું ચાલુ રેહે, અને તે સાથે કીવેલી બંદગીને જોર તથા પુશતી વધારે મલે, અને વલી ધર્મના એ કાનુનને માન આપવાથી આયંદે વકતે સુરો ખરોહી સાથે પોતાનાં પેદા કરનારની નજદીક હશતે મુખડે જવાય. પણ જે લોકો પોતાનાં ધર્મનાં ફરમાનને વગર સહમજવે યા જાણી જોઇને ધીકારેછે, તેઓ વલી બંને જેહાંનમાં ભારી દુઃખ સાથ રૂસવા થાયછે, તથા પસ્તાયછે.

ઓ પવીત્ર ઓલાદના જરથોશતી ભાઇઓ! આપણાં પવીત્ર ધરમની અવસતા, પેહેલવી અને ફારશી કેતાબોના ઊપલા દાખલાઓથી તમારી ખાતેરી થઈ હશે, કે નેરંગ યાને ગાવનું મુતર આપણે વાપડવું એ ધર્મની મૂલ પવીત્રાઇને માટે વાજેબછે. એ 'ગોમેજ' યાને નેરંગ

લેવાને જેમ ધર્મ પુસ્તકો આપણને શાખેતી આપેછે તે-
મજ હકીમું, ફીલશુફી તથા તવારીખ પણ ટેકો આપેછે.
એ પણ તમોએ ઉપલા ખુલાશા મધે શાંભલીઊછે, એથી
પણ તમો ભાઇઓની ખાતરી થઈ હશે. હવે જયારે,
એમજછે ત્યારે તો તમો ભાઇઓ મધેથી જે કોઈ ને-
રંગ યાને ગોશપંદનુ મુતર લેવાની છીત રાખતા હોએ
તે સાહેબોને સજાવારછે, કે હવે તે છીતને છોડી દઇને
પોતાની તનદરોસ્તી અને પવીત્રાઇ જાલવવાને ખાતર, ખા-
બથી ઉઠીઆ પછે અથવા આખુ તન ધોતીદાંન ઊપર જ-
ણાવેલી તરતીબોથી જરૂર નેરંગ લેવો જોઇએછે. એ ને-
રંગ જે આપણે લઇએ છીએ તે પવીત્ર ચીજ તરીકે લે-
ઇએ છીએ એમ તમોએ નહી સહમજવું, પણ એક દ-
વા તરીકે લઇજીએ છીએ એમ સહમજવું. જેમ કાંઇ દ-
રદ થાએ ને આપણને દવા લેવાની જરૂર પડેછે, અને
તે જરૂર પડવા છતાં ન લીધામાં આવેતો મ્હોટી આ-
પડા ખમવી પડેછે અથવા મ્હોત જલદી આવેછે, તેમ
નેરંગ પણ ન લીધામાં આવે તો, આપણા બદનથી ઉતપંન
થતી નજીશાતથી આપણું તન અપવીત્ર થાએછે અથવા
રોગીશ થાએછે, અને તેનાં સબબથી પણ કોઈ વખતે
મ્હોટાં દરદો ઊભાં થાઈને મ્હોતની ઉતપંતી થાએછે. ભા-
ઇઓ! તમો જુવો, કે દવા એ પણ ખરાબ બોવાલી અને
નજીશ ચીજની બનેછે, પણ આપણી તનદરોસ્તી જાલ-
વવા ખાતર તે આપણે લેવાને જરૂર બંધાએલા છઇએ,
તેમજ નેરંગ એ પણ ખરાબ બોમારતી અને નજીશ ચી-
જછે, પણ આપણી તનદરોસ્તી જાલવવા ખાતર તથા

આપણી તનની બાહેરની પવીત્રાઇ જાલવવા ખાતર આ-પણે લેવાને જરૂર બંધાએલા છીએ. જુવો બેરાદરો! આગલા વખતમાં જુદદીનો એ નેરંગ બાબે આપણ લો-કોની હશી કરતા હતા, પણ જેઆરે તેઓની ખાતેરી થતી ગઈ, કે તન ઊપર થતો કોહવાત, ઝીર તથા ફુલા એ ચીજથી દુર થાએછે, ત્યારે તેઓ જો કે બેજાલ-તના મારીઆ જાહેરમાં નેરંગ લેવાને કોઇને ફરમાવ-તા નથી, યા પોતે લેતાબી નથી, પણ તેની ગરજ બા-નગી અને આરકતરી રીતે "કારબોલીક આસીદ સોપ" થી સારેછે. હવે એ ઊપરથીજ તમો ભાઇઓએ તમા-રો શક દુર કરવો જોઇએછે. ભાઇઓ! જુદદીનવાલાઓ અથવા આપણા ધર્મથી કેટલાક ઓખલી ગએલાઓથી તમોએ કોઇ ધર્મની ગીબત સાંભલીને આપણી પવીત્ર દી-નની પવીત્ર ક્રીઆઓને ધીકારવી જોઈતી નથી, કારણ કે, તે લોકોનોતો તેવો પેશોજછે, કે આપણાં ધર્મની તથા ક્રીઆઓની ગીબતો કરીને, લોકોનાં કુમલાં મગજો ફેર-વી, પોતાનુ કોઈબી કાંમ કરી લઇ, પોતાનાં શેઠોને રાજી રાખવા. વલી તેમજ કેટલાક મકરબાજો દીનદારીનો જ-ભો પેહેરી દીનની કેટલીક શુભ ક્રીઆઓ ઉપર વગર સહમજવે દીનદારીનુ તથા એકેદમ શુધારો કરવાનુ દોલ ધાલી લોકોને શકમંદ કરી બેરાહ તથા ગુમરાહ કરેછે, તે ઉપર પણ તમો ભાઇઓએ તમારૂં નીરમલ મન ન લગા-ડવું જોઇએ. જો કોઇ ક્રીઆ અથવા ધરમ ફરમાન ઉપર તમોને શક જાએતો દીનથી વાકેફગાર કોઇ શખ્સની મદદ લઇને તે શકને જલદીથી દુર કરવો જોઇએ; નહી કે શ-

કમંદ રહીને ગુનાહાઓનાં જહાઓથી દતાઇ રહીને આપણાં પેદા કરનારનાં ફરમાનને અપમાંન કરી તેના તથા આપણા પેગમબરનાં તકશીરવાર થાઇ જાવેદાંન શુની રૂશવા અને હાડમાડ થઇ રેહેવું. ભાઇઓ !! વગર સહમજાવે ધરમને તથા તેની પવીત્ર કીરીઆઓને અપમાન કરવું એ માહા પાપછે; માટે હું તમોને શોચણાં કરૂછું, કે એવાં પાપથી દુર રહી, ધર્મ મધે. ફરમાવ્યા મુજબ બેશકીથી ચાલીને સવાબના તાશાને તમોએ સંઘેરવો જોઇએછે, કે તેથી આપણાં પેદા કરનારની નજદીક, આપણાં દુન્યાઇ સરદાર અથવા પેગમબરની નજદીક અને આપણા અસલી તથા હાલી નયાગાનોની નજદીક શેરોબરૂહી સાથે રેહેવું થાએ અને કીઆમતને વખતે કોઇની આજાબનો આશેબ તમોને નહી પોહોચે ! આમીન !!!

